divyabhaskar.com







# શિનોરના કુકસ ગામે સતપંથ સમાજ દ્વારા સંઘ મહોત્સવ

Source: ભાસ્કર ન્યૂઝ . શિન� | Last Updated 4:49 AM [IST](19/04/2011)

Article














શિનોર તાલુકાના કુકસ ગામે આવેલા શ્રી નાયાકાકા મહારાજના સ્મૃતિધામમાં ચૈત્ર સુદ ૧૩ના દિને ભવ્ય રીતે સંઘ મહોત્સવની ઉજવણી સાથે ચંદન તથા ફૂલહારવિધિ અને વારિયજ્ઞ મહાપૂજા કરાઇ હતી. આ પ્રસંગે સતપંથ સમાજના ૫ હજાર ઉપરાંત લોકોએ દર્શન-ભજનનો લાભ લીધો હતો.

કુકસના બિનસાંપ્રદાિયક શ્રી નાયાકાકા મહારાજના સમાધિ સ્થાને ચૈત્ર સુદ-૧૩ના દિવસે સુરત, ભરૂચ, મેવાસ તરફથી અને બારગામ સમાજના અસંખ્ય સતપંથી ભાઇ-બહેનો પગપાળા સંઘમાં વહેલી સવારના આવી ગયા હતા. આ તમામ સંઘોનું નાયાકાકા સંસ્થાનના આચાર્ય પ.પૂ. મહંત શિવરામદાસજી મહારાજ, પૂજારી તથા ગ્રામજનો દ્વારા ભવ્ય સામૈયું કરાયું હતું અને બેન્ડબાજાની સુરાવલી, દારૂખાનાની આતશબાજી અને ભજનમંડળીના સથવારે તેઓને મંદિરના વિશાળ શમિયાણામાં લાવવામાં આવ્યા હતા. જયાં સંતો તથા આચાર્ય શિવરામદાસજી મહારાજે સૌને અમૃતવાણી તથા ધર્મસંદેશ આપી આશીર્વાદ આપ્યા હતા. ધર્મસભામાં હાજર અન્ય રાજકીય, બિનરાજકીય અગ્રણીઓ તથા સંસ્થાનને દાન આપનારા દાતાઓનું શાલ ઓઢાડીને આચાર્ય દ્વારા બહુમાન કરાયું હતું. આ પ્રસંગે બરોડા સુગરના ચેરમેન સતીષ પટેલ, બાંધકામ ચેરમેન સચિન પટેલ, કોંગ્રેસ પ્રમુખ બાલુભાઇ પટેલ, કરજણ કોંગ્રેસ પ્રમુખ ઠાકોરભાઇ પટેલ, તા.ભાજપા પ્રમુખ રમણભાઇ એગ્રો, પૂર્વ પ્રમુખ ચંદ્રવદન પટેલ, બારગામ પાટીદાર સમાજ પ્રમુખ ચંદ્રકાંત ટી. પટેલ (વેમાર), ઉત્તર ગુજરાત સતપંથ સમાજ પ્રમુખ, મૂળ અવાખલ હાલ વડોદરાના ઉદ્યોગપતિ ભોગીભાઇ પટેલ, શિનોર તા.ના પંચાયત પ્રમુખ જયેશ પટેલ સહિત અન્ય સહકારી અગ્રણી હાજર રહ્યા હતા.



**Previous Story**
ન્યૂઝ ઇનબોક્સ

**Next Story**
જિ.પં.ની શાખાઓમાં ઓિંચતા જઇ પહોંચ્યા પંચાયત પ્રમુખ